# એકલબારાને લગતી ખબર.

એકલબારે જવા સારૂ પહેલા બી૦ બી૦ અને સી૦ આઇ૦ રેલ્વેનુ સ્ટેશન વિશ્વામીત્રી છે ત્યા ઉતરવુ પડે છે ત્યાથી ગાયકવાડ નાની ડભોઇ રેલ્વે છે ત્યા જંબુસર તરફ જવાની ગાડી માટે પાદરાની ટીકીટ લેવી પડે છે, બી૦ બી૦ ની લાઇન પરથી પણ સીધ્ધી પાદરાની ટીકીટ મળી શકે છે તેમજ પાદરેથી પણ બી૦ બી૦ ની લાઇન પર જે સ્ટેશનની ટીકીટો જોઇએ તે મળી શકે છે જેથી વિશ્વામીત્રી સ્ટેશને ટીકીટ કટાવવાની કડાકુટ રહેતી નથી સુરતથી પાદરા સુધીની ત્રીજા વર્ગની ટીકીટના રૂ૦ ૧-૧૦-૮ પડે છે અને ફાસ્ટ ગાડીમા જવાના રૂ૦ ૧-૧૨-૦ પડે છે.

અમદાવાદથી પાદરા સુધીનુ એજ વર્ગનુ નુરં લગભગ એટલુંજ છે વિશ્વામિત્રીથી એક ગાડી પાદરે જવાની સવારે સાડા અગીયારે ઉપડે છે અને બીજી સાજે ૭ વાગે ઉપડે છે વિશ્વામિત્રીથી પાદરા પોણા કલાકમા પહોચાય છે

પાદરાથી એકલબારા ૭ માઇલ થાય છે ત્યા બળદના ગાડામા જવાય છે સાધારણ બળદની ગાડીનુ ભાડુ રૂ૦ ૧॥ બેસે છે કોઇને પણ જવુ હોય તો એકલબારાના ઠાકોર સાહેબને સરનામે ભાડાની ગાડી માટે એક કાર્ડ આગળથી લખવાથી તેઓ બળદની ગાડી પાદરા સ્ટેશને તસદી લઇ મોકલી આપે છે મુ૦ એકલબારા, તાલુકે પાદરા-પ્રાંત વડોદરા એ પ્રમાણે સરનામા પર લખવુ ત્યા દુઃખી દરદી ઘણાજ આવે છે જેમને માટે રહેવાની સવડ પણ કરેલી છે દરગાહ ઉપર ત્રણ મુજાવરો પણ પીર મોટામીયા સાહેબ તરફથી રહે છે જે લોકોની બરદાસ રાખે છે એ જગા હાલ એવી લોકપ્રીય થઇ પડી છે કે ત્યા દીવસે દીવસે વધારોજ થતો જાય છે પાદરામા એકલબારે જવા માટે ભાડે ગાડીઓ પણ મળે છે

---